


# ॥ श्रीनाथसद्गुरुस्तोत्राणि ॥



व्यास मू. म.





# ॥ श्रीनाथसद्गुरुस्तोत्राणि ॥

રચનાર
**વ્યાસ મૂળશંકર મયારામ.**
જૂનાગઢ. કાઠિયાવાડ.

પ્રકટકર્તા —

યાજ્ઞિક કરશનદાસ જૂઠાભાઈ. મેંદરડા.
શેઠ ત્રિભુવન લાધાભાઈ. જૂનાગઢ.
શેઠ સોમજી વાલજી. ખડીઆ.

“ध्यानमूलं गुरोर्मूर्तिः पूजामूलं गुरोः पदम् ।
मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा ॥”

શાકે ૧૮૪૬ સં. ૧૯૮૦ ખ્રીસ્તાબ્દ ૧૯૨૪

અમદાવાદ, સિવિલ ઈસ્પીતાલસામે વસંતમુદ્રણાલયમાં,
**ચીમનલાલ ઈશ્વરલાલ મહેતાએ** છાપ્યું.

ન્યોછાવર રૂ. ૦-૦-૬

મળવાનું ઠેકાણું:-વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા.

॥ ॐ ॥

# श्रीसद्‌गुरुनो महिमा.

" સત્ એટલે ત્રણે કાળમાં વિનાશરહિત એકરૂપ રહેનાર જે બ્રહ્મતત્ત્વ તેનો અધિકારી શિષ્યને કારુણ્યમાત્રથી ઉપદેશ કરીને ગુ એટલે તેના અંતઃકરણમાં રહેલું જે બ્રહ્મતત્ત્વનું અજ્ઞાન તેને રુ એટલે અત્યત નિવૃત્ત કરનાર તે સદ્‌ગુરુ કહેવાય છેઃ અથવા જે સત્ એટલે ત્રિકાલાબાધ્ય ને ગુરુ એટલે નિરતિશય વ્યાપક થયા હોય તે સદ્‌ગુરુ કહેવાય છે. "* આવા સદ્‌ગુરુ આ મહાભયંકર સંસારસાગરના અતિપ્રવીણ નાવિક છે. પૂર્વનાં અનેક સત્કર્મોવડે મુમુક્ષુતાને પામેલા જે જનો સાત્વિકીશ્રદ્ધાથી એમના ધર્મનાવમાં બેસે છે તે અવશ્ય સંસારસાગરને તરે છે. પરમાત્માની પ્રત્યક્ષ-મૂર્તિરૂપ આવા સદ્‌ગુરુનો મહિમા અપાર છે—અકથ્ય છે. બહુ પ્રાચીન કાળથી અદ્યાપિપર્યંત એ મહિમાનું ગાન થયાં કરે છે. શ્રીશ્રુતિભગવતીએ, સ્મૃતિઓએ, પુરાણોએ, શ્રી ઈશ્વરાવતારોએ અને અનેક સંતપુરુષોએ એ પરમપાવન મહિમા ગાયો છે. જિજ્ઞાસુબંધુઓ! તેનું થોડું આસ્વાદન કરો ! :—

**" तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् " ॥**

श्रीमुंडकोपनिषत्.

તે આત્માના વિજ્ઞાનને અર્થે તે અધિકારી શિષ્ય હાથમાં સમિધ્ લઇને શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ ગુરુનીજ સમીપ જાય.

**" यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।**
**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥"**

श्रीश्वेताश्वतरोपनिषत्.

---

* શ્રીઉપદેશગ્રંથાવલિ અંક ૩૪ માંથી અવતરણ.

જેને પરમાત્મામાં ઉત્કૃષ્ટ ભક્તિ હોય, અને જેવી પરમાત્મામાં શ્રેષ્ઠ ભક્તિ હોય તેવી પોતાના ગુરુમાં શ્રેષ્ઠ ભક્તિ હોય તે મહાત્માને આ ઉપદેશ કરેલા પ્રસિદ્ધ અર્થો અનુભવમાં આવે છે.

શ્રીયાજ્ઞવલ્કયમુનિથી બ્રહ્મજ્ઞાનને પામેલા મહારાજા જનક-વિદેહી તેમને નીચે પ્રમાણે વિનતિ કરે છે:—

"**याज्ञवल्क्य यो नो भगवन्नभयं वेदयसे नमस्ते-ऽस्त्विमे विदेहा अयमहमस्मि ॥**" શ્રીબૃહદારણ્યકોપનિષત્.

હે યાજ્ઞવલ્કય ! હે ભગવન્ ! જે આપ અમને અભયરૂપ બ્રહ્મનો ઉપદેશ કરો છો—અવિદ્યાનું આવરણ દૂર કરી સાક્ષાત્ આત્માનુ ભાન કરાવો છો—તે આપને વિદ્યાના નિષ્ક્રયમાટે હું બીજુ શું આપુ ? તેથી આપને નમસ્કાર હો. આ વિદેહદેશો આપના યથેષ્ટ ભોગને માટે હો, અને આ હું આપના દાસભાવવડે સ્થિત છુ.

શ્રીકૃષ્ણચંદ્રપ્રભુ પોતાના પ્રિયભક્ત અર્જુનને નીચે પ્રમાણે ઉપદેશે છે:—

"**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥**"

શ્રીમદ્ભગવદ્ગીતા.

શ્રોત્રિય ને બ્રહ્મદર્શી પુરષો તે બ્રહ્મજ્ઞાનનો તને ઉપદેશ કરશે. તેમની પાસેથી તે બ્રહ્મજ્ઞાન તું પ્રણિપાત. સેવા ને પુનઃ પુનઃ પ્રશ્ન કરવાવડે જાણ—પ્રાપ્ત કર.

વળી શ્રીપ્રભુએ શ્રીમદ્ભગવદ્ગીતાના તેરમા અધ્યાયમાં જ્ઞાનનાં મુખ્ય વીશ સાધનો ગણાવતાં **आचार्योपासनम्*** એટલે આચાર્ય-

* **દક્ષિણમાં થયેલ શ્રીવિષ્ણુના અવતારરૂપે મનાયેલા પ્રસિદ્ધ મહાત્મા શ્રીજ્ઞાનેશ્વરમહારાજે શ્રીજ્ઞાનેશ્વરી ગીતામાં એક "આચાર્યોપાસન"**

(સદ્‌ગુરુ)ની ઉપાસના-સેવા-ને પુનઃ પણ ગણાવી છે, અને પોતા-શ્રીએ પણ સાંદિપનીગુરુની અનન્યભક્તિભાવથી અનેક પ્રકારે —અરણ્યમાંથી કાષ્ઠના ભારા માથે ઉપાડી લાવવાની સુદ્ધાં-સેવા કરી છે એ પુરાણપ્રસિદ્ધ વાત છે.

શ્રીઆચાર્યભગવાન્-શ્રીઆદ્યશંકરાચાર્યજી-શ્રીસદ્‌ગુરુનો મહિમા નીચે પ્રમાણે ગાય છે:—

**"दृष्टांतो नैव दृष्टस्त्रिभुवनजठरे सद्गुरोर्ज्ञानदातुः**
**स्पर्शश्चेत्तत्र कल्प्यः स नयति यदहो स्वर्णतामश्मसारम्।**
**नो स्पर्शत्वं तथापि श्रितचरणयुगे सद्गुरुः स्वीयशिष्ये**
**स्वीयं साम्यं विधत्ते भवति निरुपमस्तेन वाऽलौकिकोऽपि॥"**

શ્રીવેદાંતકેસરી.

ત્રણ ભુવનના ઉદરમાં જ્ઞાનદાતા સદ્‌ગુરુનું દૃષ્ટાંત-તેમના જેવું બીજું કોઈ-કયાંઈ નજ જોયું. કદાચ સ્પર્શમણિને-પારસમણિને તેઓશ્રીના જેવો કલ્પીએ, પણ અહો ! તે માત્ર લોઢાને સોનારૂપ બનાવે છે, લોઢાને પોતારૂપ—સ્પર્શમણિરૂપ—બનાવતો નથી; અને શ્રી સદ્‌ગુરુ તો પોતાના ચરણયુગમાં આશ્રય કરીને રહેલા પોતાના શિષ્યને પોતાના સમાન બનાવી આપે છે, એટલે સદ્‌ગુરુ નિરુપમ છે, વા અલૌકિક છે.

---

**શબ્દઉપર ૯૨ ઓવીઓ લખી છે ! સાધકોને તે અત્યંત મનનીય છે. તેમાંથી ૨ ઓવીઓનો અર્થ નીચે પ્રમાણે છે:—**

**" આ ગુરુસેવા સર્વ ભાગ્યોની જન્મભૂમિ છે; કારણ કે શોકથી ગ્રસ્ત થયેલા પુરુષને તે બ્રહ્મસ્વરૂપ બનાવે છે. "**

**" જેને ગુરુભક્તિપર ખરેખર પ્રીતિ હોય છે તેની પાસે જગત્‌ને પૂરી નાંખે એટલું જ્ઞાન હોય છે. "**

**સસ્તુંસાહિત્યવર્ધક કાર્યાલયની જ્ઞાનેશ્વરીગીતામાંથી.**

" सद्विद्वानुपसर्प्यतां प्रतिदिनं तत्पादुके सेव्यताम् ॥ "
શ્રીસોપાનપંચક.

સદ્‌વિદ્વાન્–શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ–ની પાસે જાઓ, અને પ્રતિદિન તેમની પાદુકાઓનું સેવન કરો.

" गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं ततः किं ततः किं ततः किं ततः किम् ॥" શ્રીશંકરાચાર્યકૃત ગુર્વષ્ટક.

જો સદ્‌ગુરુનાં ચરણકમળમાં મન ન લાગ્યું તો વ્યવહારમાં ઉચ્ચ ગણાતું ઘણું મળ્યું તેથી શું? તેથી શું ? તેથી શું ? તેથી શું?

અન્યત્ર:—

"रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद् वा।
न छन्दसा नैव जलाग्निसूर्यैर्विना महत्पादरजोभिषेकम्॥"
શ્રીમદ્‌ભાગવત.

ભગવાન્ ભરતમુનિ કહે છે:—હે રહૂગણ ! મહાપુરુષના ચરણારવિંદની રજનો પોતાના મસ્તકપર અભિષેક થયા વિના એ પૂર્વે કહેલું બ્રહ્મજ્ઞાન તપવડે, યજ્ઞોવડે, સંન્યાસવડે, ગૃહસ્થાશ્રમના પાલનવડે, વેદાભ્યાસવડે અથવા જલ (વરુણ) અગ્નિ કે સૂર્યની ઉપાસનાવડે કે તત્ તત્ સંબંધિ કર્મોવડે પ્રાપ્ત થતું નથી.

" निरपेक्षं मुनिं शांतं निर्वैरं समदर्शनम् ।
अनुव्रजाम्यहं नित्यं पूयेयमंघ्रिरेणुभिः ॥ " શ્રીમદ્‌ભાગવત.

શ્રીભગવાન્ કહે છે:–કોઈપણ વસ્તુની અપેક્ષારહિત, શાંત, વૈરરહિત અને સર્વત્ર સમદર્શી એવા મુનિ( મનનશીલ પુરુષ )ની પાછળ પાછળ હું જાઉં છું, કે જેથી તેમનાં ચરણારવિંદની રજવડે પાવન થાઉં.

" महत्सेवां द्वारमाहुर्विमुक्तेः ॥ " શ્રીમદ્‌ભાગવત.

મહાપુરુષની સેવાને મુક્તિનું દ્વાર કહ્યું છે.

" यस्य साक्षाद्भगवति ज्ञानदीपप्रदे गुरौ ।
मर्त्यासद्धीः श्रुतं तस्य सर्वं कुंजरशौचवत् ॥ "

શ્રીમદ્‌ભાગવત.

જ્ઞાનરૂપ દીપકને આપનાર પ્રત્યક્ષ ભગવત્સ્વરૂપ સદ્‌ગુરુમાં જે શિષ્યની મનુષ્યપણાની મિથ્યા બુદ્ધિ છે–જે સદ્‌ગુરુને ભગવાનરૂપે ન માનતાં મનુષ્યરૂપ માને છે—તેનું સાંભળેલું બધું હાથીના સ્નાનજેવું મિથ્યા થાય છે.

" गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवमहेश्वरः ।
गुरुरेव परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥ " શ્રીગુરુગીતા.

ગુરુ બ્રહ્મા છે, ગુરુ વિષ્ણુ, છે, ગુરુ મહેશ્વરદેવ–શંકર–છે, અને ગુરુજ પરબ્રહ્મ છે; તે શ્રીગુરુને નમસ્કાર.

ભગવાન્ વાલ્મીકિમુનિએ યોગવાસિષ્ઠ મહારામાયણ પૂરું કરતાં છેવટ નીચેનો શ્લોક મૂકી મંગલાચરણ કર્યું છેઃ—

" ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वंद्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम् ।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं तं नमामि ॥ "

જે બ્રહ્મરૂપ આનંદવાળા, શિષ્યોને પરમસુખ આપનારા અવિદ્યાથી રહિત, જ્ઞાનસ્વરૂપ,. સર્વદ્વંદ્વોથી પર, આકાશના જેવા નિર્લેપ, **तत्त्वमसि**—તે તું છે—ઇત્યાદિ મહાવાક્યોના લક્ષ્યાર્થરૂપ, એક, ત્રણે કાલમાં રહેનારા, સર્વ પ્રકારના મેલથી રહિત, ચલાયમાન-

પણાથી રહિત, સર્વ પ્રાણીઓની બુદ્ધિના સાક્ષારૂપ, ૭ પ્રકારના ભાવવિકારોથી પર, ને ત્રણ ગુણોથી રહિત છે તે સદ્‌ગુરુને હું નમું છું.

**" गुरुके बचन प्रतीति न जेही, स्वप्ने हु सुगम न सुखसिद्धि तेही ॥ "** શ્રીતુલસીકૃત રામાયણ.

ગુરુના વચનમાં જેને વિશ્વાસ નથી તેને સ્વપ્નમાં પણ સુખની પ્રાપ્તિ સુલભ નથી.

**" बंदौं गुरुपदकंज कृपासिंधु नररूपहरि ।**
**महामोहतमपुंज जासु बचन रविकरनिकर ॥ "**
શ્રીતુલસીકૃત રામાયણ.

કૃપાના સાગર અને મનુષ્યરૂપે હરિ એવા ગુરુનાં ચરણકમળને હું નમસ્કાર કરું છું, કે જે ગુરુનાં ઉપદેશવચનો મહામોહરૂપ અંધકારના સમૂહનો નાશ કરવામાં સૂર્યકિરણોના સમૂહજેવાં છે.

**" सद्गुरु पशुतें मानस करे, मानसतें सिद्ध होय ।**
**दादु सिद्धतें देवता, देव निरंजन होय ॥ "** દાદુજી.

સદ્‌ગુરુ શિષ્યને પ્રથમ પશુમાંથી મનુષ્ય બનાવે છે–પામરપણામાંથી તેને વાસ્તવિક મનુષ્યત્વ આપે છે. પછી સદ્‌ગુરુની કૃપાથી અભ્યાસ કરતાં તે મનુષ્યમાંથી સિદ્ધ થાય છે, અને દાદુજી કહે છે કે સદ્‌ગુરુની મહાકૃપાથી તે સિદ્ધમાંથી ઈશ્વરસ્વરૂપ થાય છે, અને ઈશ્વરસ્વરૂપમાંથી તે નિરંજનસ્વરૂપે—બ્રહ્મસ્વરૂપે–સ્થિતિ કરે છે.

* * * * * *

" વાણી ન શકે વરણવી, સદ્‌ગુરુતણું સ્વરૂપ;
બુદ્ધિબળ પહોંચે નહિ, ઉપમારહિત અનુપ. "

* * * * * *

" ગુરુપદપંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય;
શિવ વિરંચી ને શારદા, ગુરુના જશ ગાય.
અંતઃકરણ હોય ઊજળાં, જડતિમર ટળી જાય,
સરવે લાગે સૂજવા, પદરજમહિમાય.
જપ તપ તીરથ જોગનું, ફળ જે કહેવાય;
પ્રીતમ સદ્‌ગુરુ સેવતાં, તે તો સરવે થાય. "

પ્રીતમદાસ.

" શ્વાન શુકર બિડાલ ખર, તેના ટોળાનો જે જંત;
તેને મેલે હરિ કરી, જો મળે સદ્‌ગુરુ સંત.
આકાશથી આઘેરું જે પદ, મનવાણીને અગમ્ય;
તેનો લક્ષ્ય આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ. "

અખો ભક્ત.

શ્રીનૃસિંહજયંતી, સં. ૧૯૮૦
અમદાવાદ.

લિ૦
શ્રીસદ્‌ગુરુપાદપદ્મરજોંકિત
માણિક્યવર્મા.



ॐ

# પ્રસ્તાવ.

સનાતનધર્મના ધુરંધર ઉપદેશક, મહાયોગીશ્વર, વેદાંતનાં પ્રસ્થાનત્રય-શ્રીઉપનિષદો, શ્રીવેદાંતસૂત્રો ને શ્રીમદ્ભગવદ્ગીતા—તથા યોગદર્શન અને સાંખ્યદર્શન આદિ અનેક ધર્મગ્રંથોનાં સટીક ભાષાંતરોવડે તેમજ કર્મ ઉપાસના ને જ્ઞાનસંબંધિ અનેક સ્વતંત્ર ગ્રંથો ને લેખોવડે ગુર્જરગિરામાં જિજ્ઞાસુઓને ધર્મજ્ઞાનનો બહોળો લાભ આપનાર, આશરે ૩૫ વર્ષથી જેમની ભવ્ય ધર્મોપદેશધારા વહી રહી છે એવા, કાઠિયાવાડમાં ભિન્ન ભિન્ન સ્થળે–બીલખા, પોરબંદર, મોજીદડ, લીંબુડા, ધ્રાફા ને વઢવાણમાં—આનંદાશ્રમો સ્થાપી યોગ્ય સાધકોને ધાર્મિક અભ્યાસનો લાભ લેવડાવનાર, ભિન્ન ભિન્ન સ્થળના જિજ્ઞાસુ જનોની વિનતિપરથી તે તે સ્થળે ગુજરાત કાઠિયાવાડ ને સિંધમાં ( કરાચી ) અનેક વાર પ્રવાસ કરીને પોતાનાં મનોહર વ્યાખ્યાનોવડે શ્રોતાજનોને ધર્મબોધનો અપૂર્વ લાભ આપનાર, પોતાના સંબંધમાં આવતી ચારે વર્ણની પ્રજાને સ્વધર્મકર્મમાં જાગ્રત્ કરનાર અને તેમાં પણ પોતાનું દ્વિજત્વ ભૂલી ગયેલા અનેક ક્ષત્રિયવૈશ્યોને ખાસ કરીને વૈદિક કર્મમાં પ્રેરનાર, ભારતવર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજના કાયમના માનનીય પ્રમુખ, વિદ્યાર્થિભવનો સ્થપાવીને તથા અન્ય રીતે વિદ્યાર્થીઓને સાહાય્ય કરનાર, દૈવીસંપત્તિઓના સમૂહવડે સ્વાભાવિકવિભૂષિત, પરમવ્યવસ્થિત ને પરમઉદ્યોગી રહી આદર્શ ધાર્મિક જીવન ગાળનાર,—સંક્ષેપમાં મૃતપ્રાય થયેલા નિષ્કામકર્મમાર્ગનો, શુદ્ધ ભક્તિમાર્ગનો, ધ્યાનરૂપ યોગમાર્ગનો અને વેદાંતજ્ઞાનમાર્ગનો પુનરુદ્ધાર કરી ગુજરાતકાઠિયાવાડને

નવું શુદ્ધ વ્યાવહારિક તથા ધાર્મિક જીવન આપનાર ધર્મની પ્રત્યક્ષ મૂર્તિરૂપ નૈષ્ઠિક બ્રહ્મચર્યાશ્રમસ્થ પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠરિષ્ઠ કૃપાસિંધુ સદ્‌ગુરુપરમાત્મા શ્રી શ્રી ૧૦૮ **શ્રીમન્નથુરામશર્મા આચાર્યજી,** એઓશ્રીનાં ત્રણ સંસ્કૃત સ્તોત્રો ટીકાસહિત અત્ર પ્રસિદ્ધ થાય છે.

એ સ્તોત્રો પરમભગવદ્‌ભક્ત તથા ધર્મોપદેષ્ટાતરીકે સોરઠમાં પ્રખ્યાતિ પામેલા, વયોવૃદ્ધ છતાં ધર્મકાર્ય માટે બહુ ઉત્સાહી, જૂનાગઢ તથા કેશોદમાં અષ્ટોત્તરશત પારાયણ આદિ મોટા ધાર્મિક પ્રસંગોનો ભાવિક જનોને લાભ આપનાર, શ્રદ્ધાળુ મનુષ્યોની પ્રાર્થનાથી અનેક સ્થળે શ્રીમદ્‌ભાગવતની પારાયણવડે ભક્તિમાર્ગનું પોષણ કરનાર, ભિન્ન ભિન્ન જિજ્ઞાસુઓની રુચિ પ્રમાણે ભિન્ન ભિન્ન ધાર્મિક ગ્રંથોનું શ્રવણ કરાવીને તથા અન્ય રીતે ભક્તિ તથા વેદાંત આદિના ઉપદેશ-વડે તેમને સ્વધર્મમાં પ્રોત્સાહન કરનાર, કેશોદમાં તથા જૂનાગઢમાં આશ્રમો સ્થપાવીને તથા સદાવ્રત આદિની વ્યવસ્થા કરાવીને વિદ્યા-ર્થીઓ અને સાધુસંતો આદિને સગવડ અપાવનાર, અનેક શાસ્ત્રોના જ્ઞાતા છતાં બહુ સાદા બહુ સરલ ને અત્યંત નિરભિમાની હોવાથી તથા સર્વદા પ્રભુપરાયણ રહેવાથી ભાવિક લોકોમાં શ્રીનૃસિંહમહેતાના જેવા ગણાતા, અને જ્યાં ત્યાં "વ્યાસબાપા"ના ઉપનામથી પ્રસિદ્ધ જૂનાગઢનિવાસી પૂજ્ય વિપ્રવર્ય શ્રીમાન્ મૂળશંકર મયારામ વ્યાસ એમણે કેટલાંક વર્ષો પહેલાં રચ્યાં હતાં: ને તે પૂર્ણિમાના મહોત્સવ-પ્રસંગે શ્રી બીલખા–આનંદાશ્રમમાં પૂજ્યચરણ સદ્‌ગુરુપરમાત્માશ્રીના મહાપૂજનસમયે સભામાં ગાયાં હતાં. વર્તમાનમાં તે પ્રસિદ્ધ કર-વાની પૂજ્ય વ્યાસજીની શુભેચ્છા તથા સૂચનાને વધાવી લઇને સ્વપરના કલ્યાણની ભાવનાથી શ્રીસદ્‌ગુરુભક્તિના વિસ્તારને અર્થે શ્રીયુત કરશનદાસ જૂઠાભાઇ યાજ્ઞિક, મેંદરડા; શ્રીયુત ત્રિભુવન લાધાભાઈ,

જૂનાગઢ; અને શ્રીયુત સોમજી વાલજી, ખડીઆ; એ ત્રણ ગૃહસ્થોએ તે પોતાને ખર્ચે છપાવીને પ્રસિદ્ધ કર્યાં છે.

આ સ્તોત્રો સુધારીને વિશુદ્ધ કરવામાં કુંતિયાણાનિવાસી સંસ્કૃત-કવિ શ્રીમાન્ ગિરિજાશંકર નારણજી વૈદ્યરાજે, તથા "અમદાવાદ-સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય"ના શાસ્ત્રીજી શ્રીમાન્ ગિરિજાશંકર મયાશંકર જામનગરનિવાસીએ શ્રમ લીધો છે તે માટે તેમનો સપ્રેમ આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

અનવધિ દુઃખોથી ભરેલા આ ભવસાગરમાંથી તારનારા શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ ને પરમકરુણાળુ શ્રીસદ્‍ગુરુ બહુ દુર્લભ છે. તેમનો મહિમા વર્ણવ્યો જાય તેમ નથી. વેદાદિ સત્શાસ્ત્રોએ તથા અનેક સત્પુરુષોએ એ મહિમા બહુ બહુ પ્રકારે ગાયો છે તેનું સ્વલ્પ દિગ્-દર્શન આ પુસ્તકના આરંભમાં કરાવ્યું છે: અમૃતપાન કરતાં સંતોષ થાય તેમ નથી, અને સુજ્ઞોને થોડું પણ ઘણું છે, એટલે અત્ર વધારે વિસ્તાર કર્યો નથી. કારુણ્યમૂર્તિ શ્રીમહેશ્વરની કૃપાથી સર્વે પુણ્યશાળી જનો પોતપોતાના શ્રીસદ્‍ગુરુની ભક્તિવડે વ્યવહારપરમાર્થ બંનેનું કલ્યાણ સાધી પરમસુખભાગી થાઓ એવી શુભેચ્છાસાથે આ પ્રસ્તાવ પૂર્ણ કરું છું.

અક્ષયતૃતીયા, સં. ૧૯૮૦
**અમદાવાદ.**

લિ૦
શ્રીસદ્‍ગુરુપાદપદ્મરજોંકિત
**માણિક્યવર્મા.**



॥ ॐ ॥

# अनुक्रमणिका.







# ॥ श्रीनाथसद्गुरुस्तोत्राणि ॥

---

## ॥ श्रीनाथजन्ममंगलस्तोत्रम् ॥

### [१]

**ब्रह्मविष्णुशिवान्नत्वा वच्मि नाथगुरोः स्तवम् ।**
**जन्ममंगलनामानं सांख्ययोगैकदर्शिनः ॥ १ ॥**

શ્રીબ્રહ્મા, શ્રીવિષ્ણુ અને શ્રીશંકરને નમસ્કાર કરીને સાંખ્ય-જ્ઞાન, તથા યોગ—નિષ્કામકર્મયોગ—એ બંનેનું એકત્વ જોનારા (અધિકારપરત્વે સાધનોમાં ભિન્નતા છતાં મોક્ષરૂપ ફલમાં બંનેની એકતા જોનારા ) શ્રીનાથ-સદ્ગુરુનું—પૂજ્યચરણ આચાર્યપ્રવર શ્રી શ્રી ૧૦૮ **શ્રીમન્-નથુરામશર્મા** આચાર્યજીનું જન્મમંગલનામનું સ્તોત્ર કહું છું. ૧

**सद्धर्माचार्यरुद्रः कृतयुग उदितो दक्षिणामूर्तिसंज्ञ-**
**स्त्रेतायां द्वापरेऽसौ शुक इति गदितो ज्ञानदाता शिवोऽभूत् ।**

घोरे तद्वत्कलौ तु प्रथितगुणगणः शंकराचार्यवर्यो
भूयः श्रीनाथशर्मा प्रकटित इह वः शांतिदः स्ताच्छिवः सः॥२॥

આદિ એવા જે શિવ, તે યુગયુગપ્રત્યે સદ્ધર્માચાર્યરૂપે અવતાર ધારણ કરે છે. પ્રથમ કૃતયુગમાં (સત્યુગમાં) બ્રહ્માથકી રુદ્ર થયા, ત્રેતાયુગમાં શ્રીદક્ષિણામૂર્તિનામે થયા, અને એજ જ્ઞાનદાતા શિવ દ્વાપરયુગમાં શુકદેવનામે કહેવાયા. તેજ પ્રમાણે ઘોર કલિયુગમાં તો અહિં ભૂતલમાં પ્રથમ વિસ્તારયુક્ત ગુણસમૂહ છે જેનો એવા શ્રેષ્ઠ શ્રીશંકરાચાર્ય થયા, અને પુનરપિ એજ શંભુ શ્રીનાથશર્માસદ્ગુરુરૂપે પ્રકટ થયા છે. તે શ્રી સદ્ગુરુ તમો સૌને શાંતિદાતા હો. ૨

## श्रीसद्गुरोर्जन्मदेशनिदर्शनम् ।

भूमौ सुराष्ट्रप्रथितप्रदेशे झालाकुलक्षत्रियमुख्यराज्ये ।
नृपावटंकांकितवाटिकाख्ये सद्भक्तिवैराग्यविवेकसेव्ये ॥३॥

### શ્રીસદ્ગુરુના જન્મદેશનું નિદર્શનઃ–

આ પૃથ્વીને વિષે પ્રસિદ્ધ એવા સુરાષ્ટ્ર–સૌરાષ્ટ્ર–કાઠિયાવાડ–દેશવિષે, સદ્ભક્તિ તથા વિવેકવૈરાગ્ય જેમાં સેવન કરવાયોગ્ય મનાય છે એવી, રાજાની ઝાલા અવટંકથી (ઓડકથી) ઓળખાતી ઝાલાવાડમાં, ક્ષત્રિયોમાં મુખ્ય એવા ઝાલાકુલના રાજ્યમાં,—૩

## जन्मग्रामकथनम् ।

मोक्षप्राप्तिपदप्रदे सुविमले ब्रह्मेशविष्णुप्रिये
सद्वर्णाश्रमिभिः स्वधर्मनिरतैः पुण्यैर्जनैः सेविते ।
मौंजीधारकसद्बृहद्व्रतजुषां वासेन मौंजीधर—
श्वेत्यर्थावहनामके सुखकरे ग्रामे सुतीर्थोपमे ॥ ४ ॥

## જન્મના ગામનું કથન.

મોક્ષની પ્રાપ્તિ કરાવનાર બ્રહ્મપદને આપનાર, અતિનિર્મલ, બ્રહ્મા વિષ્ણુ ને શંકરને પ્રિય, સ્વધર્મમાં પ્રીતિવાળા અને પવિત્ર એવા પ્રશસ્ત વર્ણાશ્રમી જનોવડે સેવાયેલા, પ્રશસ્ત બ્રહ્મચર્યને સેવનાર અને મુંજ ઘાસની કટિમેખલાને ધારણ કરવાથી જેઓ મૌંજીધર કહેવાય છે એવા બ્રહ્મચારીઓના નિવાસવડે અર્થાનુસાર નામવાળા મૌંજીધર ( મોજીદડ ) નામના સુખદાયક અને તીર્થોપમ પવિત્ર ગામવિષે,—૪

## जन्मवर्षम् ।

शाकेऽब्दे नृपशालिवाहनकृते खाष्टाचलोर्वीमिते
संवद्विक्रमवासवांककुमिते चाब्दे प्रमोदाभिधे ।
मार्तंडायनदक्षिणे शरदृतौ पुण्यप्रदे पावने
कन्यासंक्रमिते रवाविति शुभे ज्योतिःशुचौ वत्सरे ॥५॥

## જન્મવર્ષ.

શાલિવાહનશાકે ૧૭૮૦, વિક્રમસંવત ૧૯૧૪, પ્રમોદ-નામે સંવત્સર, દક્ષિણાયનના સૂર્ય, પુણ્યપ્રદ પવિત્ર–નિર્મળ શરદૃઋતુ અને કન્યાસંક્રાંતિના સૂર્ય એ રીતે જ્યોતિષ-પ્રમાણે પવિત્ર અને શુભ વર્ષમાં,—૫

## जन्मसमयः ।

मासेषे सितपक्षवह्न्युपरिगायां वेदसंख्यातिथौ
द्वीशर्क्षोपरिमैत्रभे रविदिने तुर्येऽम्बिकारात्रिके ।
योगे प्रीत्युपरिस्थ आयुरभिधे काले द्विमौहूर्तिके
वाणिज्ये करणे स्थिरे तु वृषभे लग्ने सुशांतिप्रदे ॥६॥

## જન્મસમય.

આસો માસમાં શુકલપક્ષની તિથિ ત્રીજ ઉપરાંત ચોથે, વિશાખા ઉપરાંત અનુરાધા નક્ષત્રમાં, રવિવારે, દેવીની નવરાત્રિની ચોથી રાત ચાર ઘડી જતાં, પ્રીતિઉપરાંત આયુષ્માન્ યોગમાં, વાણિજ્ય કરણમાં અને સ્થિર તથા શાંતિ દેનારા વૃષભ લગ્નમાં,—૬

बुद्धिस्थानगते बुधे च मिहिरे रंध्रस्थभौमे तथा
जायास्थानगते विधौ च भृगुजे द्रव्यस्थिते गीष्पतौ ।
मंदे चोपगते तु बंधुभवने राहौ च कर्मालये
केतौ तुर्यमते तपोत्तमविधे देवर्षिहर्षप्रदे ॥ ७ ॥

પાંચમા સ્થાનમાં રવિ અને બુધ, આઠમા સ્થાનમાં મંગળ, સાતમા સ્થાનમાં ચંદ્ર અને શુક્ર, બીજા સ્થાનમાં ગુરુ, ત્રીજા સ્થાનમાં શનિ, દશમા સ્થાનમાં રાહુ, અને ચોથા સ્થાનમાં કેતુ એ પ્રકારે ભિન્ન ભિન્ન સ્થાનમાં ભિન્ન ભિન્ન ગ્રહો આવેલા હતા એવા દેવોને તથા ઋષિઓને હર્ષ આપનાર ઉત્તમ દિવસે,*–૭

## जातिकुलगोत्रादिवर्णनम् ।

शुक्लो वेदयजुर्विभाति सुकुले शाखा च माध्यन्दिनी
युक्ता वाजसनेयिकी सुविनता गोत्रं वरं कुत्ससम् ।
मांधाताऽऽगिरसर्षिकौत्सवरवत्यौदिच्यविप्रोत्तमे
भूपासेवितराजवल्लभकुले षट्कर्मनित्येहिते ॥ ८ ॥

* સદ્‌ગુરુવર્ય મહાત્મા શ્રી શ્રી ૧૦૮ શ્રીમન્નાથશર્માની (નથુરામશર્માની) જન્મકુંડલી નીચે પ્રમાણેઃ—



## જાતિ કુળ ગોત્રાદિનું વર્ણન.

વિપ્રોમાં ઉત્તમ એવા ઔદિચ્યવિપ્રના ઋષિ કૌત્સ આંગિરસ તથા માંધાતા એ ત્રણ પ્રવરવાળા જે સત્કુલમાં શુક્લયજુર્વેદ શોભી રહ્યો છે, જેની વિસ્તારવાળી ઉત્તમ માધ્યન્દિની શાખા છે, ને જેનું ઉત્તમ કુત્સસ ગોત્ર છે એવા ષટ્કર્મમાં પ્રીતિવાળા તથા રાજાઓએ સેવેલ રાજવલ્લભ ( રાવળ ) કુળમાં,—૮

देवीनंदकुमारिकोदरगतः पीतांबरस्यात्मजः
पूर्णानंदमयो यथाखिलकलो राकानिशायां शशी ।
तद्वत्प्रादुरभूत्स्वयं करुणया शर्मोत्तरः श्रीनथुर्
नाथस्वीकृतनाथशर्मकगुरोर्जन्मोत्सवः कीर्त्यते ॥९॥

દેવી નંદકુંવર માતાના ઉદરમાં બિરાજમાન, રાવળ પીતાંબરજીના પુત્ર, પ્રથમ **શ્રીનથુ**રામશર્મા અને પાછળથી નવ નાથ યોગીઓએ સ્વીકારેલા **શ્રીનાથ**શર્મા એવા નામથી પ્રસિદ્ધ સદ્ગુરુ પૂર્ણિમાની રાત્રિએ જેમ પૂર્ણ—સોળ—કળાયુક્ત ચંદ્રનો ઉદય થાય તેમ પૂર્ણાનંદમય સ્વરૂપે કરુણાવડે સ્વેચ્છાથી પ્રકટ્યા તે સદ્ગુરુશ્રીનો જન્મોત્સવ કહેવાય છે. ૯

## जन्मोत्सववर्णनम् ।

सुमंगले दैशिकजन्मकाले सुरांगना भूमितलं प्रयाताः ।
इंद्रादिदेवाः सह सिद्धनाथैश्चक्रुः प्रयत्नेन च पुष्पवृष्टिम् ॥१०॥

## જન્મોત્સવવર્ણન.

શ્રીસદ્‌ગુરુના સુમંગલ જન્મસમયે દેવતાઓની સ્ત્રીઓ મંગલ ગીતો ગાવા માટે પૃથ્વીઉપર આવી. ઇંદ્રાદિક દેવો પણ આવ્યા, અને તે સર્વએ નવ નાથ તથા સિદ્ધોએ સહિત પ્રયત્નવડે—આદરપૂર્વક-દિવ્ય પુષ્પોની વૃષ્ટિ કરી. ૧૦

**स्मृत्याख्यदेव्यो ननृतुः प्रहर्षिता जगुश्च गीतं सह वेदबंदिभिः ।**
**चक्रुः स्तुतिं शास्त्रपुराणसाधवः स्तोत्रैः सुपद्यैर्मुनयो महर्षयः ११**

અત્યંત હર્ષ પામેલી સ્મૃતિઓરૂપી અપ્સરાઓ વેદરૂપી બંદીજનોની સાથે નાચવા તથા ગાવા લાગી; અને શાસ્ત્રો તથા પુરાણોરૂપી સંતો, તેમજ મુનિઓ અને મહર્ષિઓ સારાં પદ્યવાળાં સ્તોત્રોવડે સ્તુતિ કરવા લાગ્યા. ૧૧

## फलश्रुतिः ।

**कृतं प्रसादान्नवनाथजाद्य—**
**च्छ्रीनाथशर्मस्तवनं वरेण्यम् ।**
**इदं सुभक्त्या जनिमंगलाख्यं**
**श्रुत्वा पठित्वा पदमेति पुण्यम् ॥ १२ ॥**

**इति श्रीजीर्णदुर्गनिवासिना मूलशंकरव्यासेन कृतं श्रीनाथजन्ममंगलस्तोत्रं समाप्तम् ॥**

## ફળનું શ્રવણ.

નવ નાથોથી પ્રાપ્ત થયેલા પ્રસાદવડે શ્રીમન્નાથગુરુનું જે

આ જન્મમંગલ નામનું શ્રેષ્ઠ સ્તોત્ર સદ્‌ભક્તિથી રચ્યું છે તેનું શ્રવણ તથા પાઠ કરવાથી શ્રદ્ધાળુ મનુષ્ય પવિત્ર મોક્ષપદને પામે છે. ૧૨

એ પ્રમાણે શ્રીજૂનાગઢનિવાસી વ્યાસ મૂલશંકરકૃત શ્રીનાથજન્મમંગલ એ નામનું સ્તોત્ર પૂર્ણ થયું.

---

ॐ

# ॥ श्रीनाथगुरुचारित्र्यस्तोत्रम् ॥

## [ २ ]

## સ્તોત્રપ્રાદુર્ભાવનિમિત્તઃ—

" આ કૃતિ કર્તાએ પોતાનું પાંડિત્ય પ્રકટ કરવા, વા પૂજ્યચરણ શ્રીનાથશર્માપ્રતિનો કેવળ પોતાનો પૂજ્યભાવ પ્રદર્શિત કરવા કરી હોય, એવાં કારણોનો લેશ પણ નથી; તેમજ કોઈ સદ્‌ગૃહસ્થની પ્રેરણાદ્વારા તેમના ચિત્તરંજનાર્થે કરી છે એવું પણ કંઈ નથી; પરંતુ કેવળ અંતઃકરણના નિર્મળ ભક્તિભાવે દૈવી પ્રેરણાથીજ આ કૃતિનો ઉદ્‌ભવ થયો છે એમ પ્રતિજ્ઞાપૂર્વક કહેવામાં કર્તાને લેશ પણ સંકોચ નથી, વા તેમાં કાંઈ અતિશયોક્તિ નથી."

**पूर्णानंदमये स्वधामनि शिवे सत्येऽव्यये चिन्मये**
**नित्ये निष्कल उज्ज्वले रमयते स्वात्मानमेवात्मना ।**

**कैलासे वटमूलसंस्थितगुरुः श्रीदाक्षिणामूर्तिक-**
**स्तस्यात्राप्यवतारकारणमिदं संक्षिप्य संकथ्यते ॥१॥**

કૈલાસમાં ભદ્રવડના મૂલસમીપ સારી રીતે સ્થિતિ કરીને રહેલા શ્રીદક્ષિણામૂર્તિપ્રભુ, કે જે પૂર્ણાનંદમય, કલ્યાણસ્વરૂપ, સત્ય, અવિકારી, નિત્ય, નિષ્કલ વા નિર્ગુણ અને ઉજ્જવલ–પ્રકાશમાન્–એવા પોતાના ચૈતન્યસ્વરૂપ ધામવિષે પોતાના આત્માને આત્માવડે રમાડી રહ્યા છે, તે શ્રીદક્ષિણામૂર્તિભગવાનના આ પૃથિવીઉપર થયેલા અવતારનું કારણ અહિં સંક્ષેપમાં કહેવાય છે. ૧

**सद्विद्यापरिपंथिभिर्बहुतरैर्वेदार्थ उच्छेदित**
**साक्षाद् ब्रह्मपरात्मताप्तिपरमे सत्साधने ध्वंसिते ।**
**कर्मोपासनबोधयोगतपसां धर्मे प्रणष्टे कलौ**
**तावद्धर्मविवृद्धियत्नपरमैर्देवर्षिभिः प्रार्थितः ॥ २ ॥**

ઘોર કળિકાળમાં સદ્વિદ્યાના શત્રુ એવા બહુજનોવડે વેદાર્થનું ઉચ્છેદન થઈ જતાં, તેમજ સાક્ષાત્ પરબ્રહ્મની પ્રાપ્તિમાટેનાં શ્રેષ્ઠ એવાં સત્સાધનોનો નાશ થઇ જતાં, અને કર્મ ઉપાસના જ્ઞાન યોગ તથા તપના ધર્મોનો વિનાશ થઈ જતાં, ધર્મની અભિવૃદ્ધિનો યત્ન કરવામાં શ્રેષ્ઠ અને અતિ ઉત્સુક એવા દેવ તથા ઋષિઓએ શ્રીદક્ષિણામૂર્તિ-પ્રભુને અવતાર લેવા પ્રાર્થના કરી. ૨

श्रीमद्ब्राह्मणराजवल्लभकुले पैतांबरो योऽभवत्
साक्षाच्छ्रीशुकदेवशंकरकलो योगीश्वरो मूर्तिमान् ।
यश्चासौ नथुरामशर्मवपुषा नित्यं जनैर्ज्ञायते
योगीन्द्रैरभिवंदितः पुनरसौ श्रीनाथशर्मांकितः ॥ ३ ॥

દેવો અને ઋષિઓએ શ્રીદક્ષિણામૂર્તિપ્રભુને પ્રાર્થના કરવાથી શ્રીમાન્ એવા ઔદીચ્ય બ્રાહ્મણના રાજવલ્લભ ( રાવળ ) કુળમાં પૈતાંબર[1](પીતાંબરજીના પુત્ર)રૂપે સાક્ષાત્ શંકરની કળારૂપ શ્રીશુકદેવયોગીશ્વર મૂર્તિમાન્ પ્રકટ[2] થયા, કે જે મનુષ્યોવડે નિત્ય શરીરાકારે શ્રીનથુરામશર્માનામથી ઓળખાય છે, અને યોગીંદ્રોવડે અભિવંદન કરાઈને તેઓ શ્રીનાથશર્માનામથી પ્રસિદ્ધિ પામ્યા છે. ૩

---

૧ **पीतं अंबरं येन सः पीतांबरः तस्य भावः पैतांबरः।** અર્થાત્ આકાશનું પાન કરનાર ( મહાકાશાદિ જેમાં લય પામે છે એવા )–ચિદાકાશરૂપ–બ્રહ્મસ્વરૂપ; અથવા **पीतं अंबरं यस्य सः पीतांबरः तस्य भावः पैतांबरः** અર્થાત્ પીળું છે વસ્ત્ર જેમનું એવા શ્રીવિષ્ણુની કળારૂપ.

૨ “ **परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥** ”

સાધુઓના રક્ષણાર્થે, દુષ્ટોના વિનાશાર્થે, અને ધર્મની સંસ્થાપનાર્થે હું યુગે યુગે પ્રકટું છું એવા શ્રીમદ્‌ભગવદ્‌ગીતા-સ્મૃતિવાકયના પ્રમાણરૂપે પ્રકટ થયા.

श्रीमद्रैवतराजपर्वततटप्रांतेऽस्ति बिल्वाश्रमे
योग्यावासवने शिवप्रियतरे जातं पुरं सांप्रतम् ।
गुप्तस्तत्र शिवाश्रमोऽथ गुरुणा दृष्टः समाधिस्थितौ
तत्रैव स्वनिवासयोग्यरचितः स्वानंदनामाश्रमः ॥४॥

શ્રીમાન્ રૈવતરાજ (ગિરનાર) પર્વતની તળેટીમાં શ્રી સદાશિવને અતિપ્રિય બિલ્વાશ્રમનામના સ્થળમાં યોગીજનોને રહેવાયોગ્ય એક વન હતું, કે જ્યાં સામ્પ્રતસમયે એક પુર ( બીલખા ) વસ્યું છે. શ્રીગુરુએ સમાધિસ્થિતિમાં તે બિલ્વાશ્રમમાં ગુપ્ત રહેલ શિવાશ્રમ (શ્રીશંકરનો આશ્રમ) જોયો, તેથી ત્યાંજ પોતાના નિવાસને યોગ્ય પોતાનો "આનંદાશ્રમ" નામે આશ્રમ રચ્યો. ૪

तत्स्वे मोक्षगृहे स्वयं हि निवसन् योगीश्वरैर्योऽर्च्यते
यो बाल्याद्विविधांगयोगकुशलः सद्ब्रह्मचर्यव्रती ।
वेदांतोदिततत्त्वरूपणपटुर्वेदस्स्वयं मूर्तिमाँ–
स्तस्याचार्यशिरोमणेर्भगवतः कुर्यां स्तुतिं प्रेमतः ॥५॥

પોતાના તે મોક્ષદાયક આશ્રમમાં પોતે વસતા છતા જે યોગીશ્વરોવડે પૂજાય છે, જે બાલ્યવયથીજ વિવિધ અંગયુક્ત યોગમાં કુશળ છે, જે સદ્બ્રહ્મચર્યવ્રતવાળા છે, અને જે વેદ પોતેજ મૂર્તિમાન્ હોય તેવી રીતે વેદાંતપ્રતિપાદિત તત્ત્વનું નિરૂપણ કરવામાં કુશળ છે, તે આચાર્યશિરોમણિ ભગવાન્ શ્રીમન્નાથશર્માનું હું પ્રેમથી સ્તવન કરું છું. ૫

वेदांतादिकथास्ति चाष्टघटिकाः सच्छास्त्रचिंता तथा
नित्यं कर्मकृतौ परोपकृतये काचित्कला गच्छति ।
स्वात्मानंदगुरोः समाधिसमयः शेषस्तु निर्गच्छति
तादृग्नाथगुरोः पदांबुजयुगे भृंगः सदा स्यामहम् ॥६॥

સ્વાત્માનંદરૂપ ગુરુશ્રી, કે જે નિત્યપ્રતિ આઠ ઘડી સમય પરોપકારાર્થ વેદાંતાદિની કથા કરવામાં, આઠ ઘડી સમય સતશાસ્ત્રના ચિંતનમાં, અને કેટલોક સમય પરોપકારાર્થે[1] કર્મકાંડમાં વ્યતીત કરે છે, તથા બાકીનો સમય સમાધિ-સ્થિતિમાં સદા નિર્ગમન કરે છે તે શ્રીમન્નાથશર્માગુરુનાં ચરણકમળમાં હું સદા ભ્રમરરૂપે હોઉં એવો મારો અભિલાષ છે. ૬

यस्यानुग्रहतः सुपुण्यफलतः संप्राप्य पुंस्त्वं परं
सद्धर्मादिरुचिर्विधर्मविमुखः सत्संगजीवी भवेत् ।

---

१ " यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ "

શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે તે તે બીજા પુરુષો કરે છે. તેમજ શ્રેષ્ઠ પુરુષ જેને પ્રમાણ–યોગ્ય–ગણે છે તેને લોકો અનુસરે છે. એ પ્રમાણે ગીતાસ્મૃતિમાં શ્રીકૃષ્ણપરમાત્માએ કહી, પરોપકારાર્થ કર્માદિ કરવાની શ્રીઈશ્વરને તથા મહાપુરુષને પણ આવશ્યકતા છે એમ દર્શાવ્યું છે. " महाजनो येन गतः स पन्थाः । " મહાપુરુષો જે માર્ગે ચાલે તેજ બીજાઓને માટે યોગ્ય માર્ગ છે.

यो वै तस्य पदारविंदशरणं नीत्वा ततो ध्यानत-
स्तं सेवेत तदैव तं निजसमं कुर्याद् द्रुतं सद्गुरुः ॥७॥

જીવ સુપુણ્યના ફળવડે જેઓશ્રીની કૃપાથી ઉત્તમ એવું પુરુષપણું પામીને સદ્ધર્માદિમાં રુચિવાળો, વિધર્મથી વિમુખ ( અધર્મથી પાછો વળનારો ) અને સત્સંગપરાયણ જીવનવાળો થાય છે, તે ગુરુશ્રીના પાદકમળનું શરણ ગ્રહીને જે ધ્યાનથી તેમનું સેવન કરે છે તેને શ્રીગુરુ શીઘ્ર પોતાના સમાન પ્રભાવવાળો કરી દે છે. ૭

सर्वेषामधिकारिणामनुदिनं दृष्ट्वाधिकारस्थितिं
तादृग्धर्मपरान् विधाय मनुजान् संयोज्य निःश्रेयसे ।
कर्मोपासनकारिणामधिकृतां श्रद्धात्मनास्ते हृदि
यो योगींद्रमतौ च योगकलया ज्ञानेन विज्ञानिनाम् ॥८॥

સદ્ગુરુશ્રી સર્વ અધિકારિજનોની નિત્ય અધિકાર-સ્થિતિ ( અંતઃકરણાદિની યોગ્યતા ) અવલોકીને તેમને તેમના અધિકાર પ્રમાણે ધર્મપરાયણ કરી–મોક્ષમાર્ગમાં જોડીને, કર્મોપાસનાના અધિકારીઓના હૃદયમાં શ્રદ્ધારૂપે, યોગીંદ્રની મતિમાં યોગકળારૂપે, અને જ્ઞાનીઓના અંતઃ-કરણમાં જ્ઞાનકળારૂપે વિરાજે છે. ૮

वैराग्यादिविशुद्धसाधनचतुष्काढ्यः सुधीः साधको
वेदाद्यागमपारगं सकरुणं ब्रह्मैकनिष्ठं गुरुम् ।

गत्वा दंडनिभं निपत्य चरणे यः सर्वदा सेवते
तं नाथं प्रणयेन सेव्यपदवीयोग्यो द्रुतं जायते ॥ ९ ॥

વૈરાગ્યાદિ વિશુદ્ધ સાધનચતુષ્ટયથી યુક્ત અને સુબુદ્ધિમાન્ એવો જે સાધક, વેદાદિશાસ્ત્રોના પારને પામેલા ( શ્રોત્રિય ) તથા બ્રહ્મનિષ્ઠ અને અતિ કરુણાળુ એવા શ્રીમન્નાથશર્માગુરુપ્રતિ જઇને તેઓશ્રીનાં ચરણકમળમાં સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરી, તેઓશ્રીનું પ્રેમવડે સર્વદા સેવન કરે છે તે તેઓશ્રીના કૃપાપ્રભાવથી સત્વર સેવ્યપદવીને યોગ્ય થાય છે. ૯

ज्ञानानंदसमुद्रचंद्रसदृशो भक्तार्तिहा यः सदा
ये शिष्याः शरणागताः सकरुणो दत्वा विमुक्तिप्रदम् ।
ज्ञानं तेभ्य उदारभावपुरतः शिष्येभ्य आप्तोत्तम-
स्तान्ब्रह्मात्मविदः करोति च तथा ब्रह्मैकभावं गतान् ॥१०॥

જે સર્વદા જ્ઞાનાનંદરૂપી સમુદ્રના ચંદ્રસમાન અને અતિ કારુણિક હોઈ ભક્તજનોની વિટંબણાનું હનન કરનારા છે તે આપ્તપુરુષોમાં[1] ઉત્તમ એવા સદ્ગુરુશ્રી, જે શિષ્યો પોતાને શરણે આવે છે તેમને ઉદાર મનથી મુક્તિદાયક જ્ઞાન આપીને બ્રહ્મવેત્તા અને બ્રહ્મની સાથે અભેદભાવને પામેલા બનાવે છે. ૧૦

---

૧ ભ્રમ, પ્રમાદ, વંચનેચ્છા—ઠગવાની ઇચ્છા—ને ઇંદ્રિયોની શિથિલતા એ ચાર દોષો જેમાં નથી એવા જ્ઞાની પુરુષ તે આપ્ત.

स्वश्रेयस्करबोधभक्तिविमुखा यत्सत्कृपादृष्टितस्
त्यक्त्वाज्ञानविमूढतामसुखदां विज्ञानमार्गे रताः ।
मन्यन्ते यमनन्यभावभरिताः श्रीशंकरांशं शुकं
पाखंडामयपीडितस्य भगवान् कुर्यात् सदा मंगलम् ॥११॥

પોતાનું (જીવાત્માનું) શ્રેય કરનાર એવાં જે જ્ઞાન અને ભક્તિ, તેનાથી વિમુખ પુરુષો, જેઓશ્રીની સદ્રૂપ કૃપાદૃષ્ટિથી દુઃખને આપનારી અજ્ઞાનજનિત મૂઢતાને ત્યજી દઈને વિજ્ઞાનમાર્ગમાં—પરમાત્માનું સાક્ષાત્ દર્શન કરાવનાર માર્ગમાં—પ્રીતિવાળા થાય છે, અને અનન્યભાવથી ભરપૂર તે મનુષ્યો જેઓશ્રીને શંકરના અંશ એવા શુકદેવજીરૂપે માને છે, તે ભગવાન્ સદ્ગુરુશ્રી વર્તમાનમાં પાખંડરોગથી—પાખંડમતપંથો અને પાખંડવિચારોથી—પીડાતા જનસમૂહનું સદા કલ્યાણ કરો. ૧૧

षट्चक्रादिषु तारकं तु सगुणं ध्यात्वा परं ब्रह्म यः
पश्चाच्छिष्यगणान् क्रमेण च निजाँस्तन्मार्गमुन्नीय च ।
स्वीयं सप्तमधाम तत्पदमृतं यः प्रापयत्यादरात्
तस्मै श्रीगुरुनाथशर्मवपुषे नित्यं नमो योगिने ॥ १२ ॥

જે ષટ્ચક્રાદિમાં પ્રથમ પ્રણવરૂપ અપરબ્રહ્મનું—સગુણ બ્રહ્મનું, ને પછી પરબ્રહ્મનું—નિર્ગુણબ્રહ્મનું ધ્યાન કરી, પોતાના શિષ્યસમૂહને ક્રમવડે તે માર્ગમાં ચડાવીને સત્યસ્વરૂપ

તત્ (તે) બ્રહ્મના પદરૂપ જે સર્વથી શ્રેષ્ઠ પોતાનું[1] ધામ-સપ્તમ-ધામરૂપ અજરામર ચક્ર-સહસ્રદળ પદ્મ-તેને આદરથી પ્રાપ્ત કરાવે છે, તે શ્રીનાથશર્મારૂપ દેહને ધારણ કરનારા યોગીંદ્રસદ્ગુરુને નિત્ય નમસ્કાર. ૧૨

ब्रह्मोक्तेः श्रवणं तथैव मननं नित्यं निदिध्यासनं
प्रेम्णैवाचरतः प्रपन्नपुरुषान् यो बंधतोऽमोचयत् ।
श्रुत्युद्धारकरः परः शिव इव प्रोच्चंडपाखंडहा
दुर्विद्यागजकेसरी विजयते श्रीनाथशर्मा गुरुः ॥ १३ ॥

નિત્યપ્રતિ વેદનાં મહાવાકયનાં શ્રવણ, મનન અને નિદિધ્યાસન અથવા પરમાત્મસંબંધિ કથાનાં શ્રવણ મનન ને નિદિધ્યાસન જેઓ પ્રેમપૂર્વક આચરે છે, તેવા શરણાગત શિષ્યજનોને જેઓશ્રી સંસારના બંધથી મુક્ત કરે છે, તેમજ જેઓશ્રી અતિ બલવત્તમ પાખંડનું હનન કરનાર ને શ્રુતિનો (વેદનો) ઉદ્ધાર કરનાર હોઈ જાણે બીજા શંકરાચાર્ય હોય તેવા છે, તે દુર્વિદ્યારૂપ (અવિદ્યારૂપ અથવા અજ્ઞાન-રૂપ) હાથીના કેસરીસિંહરૂપ શ્રીનાથશર્માસદ્ગુરુ વિજય પામો. ૧૩

---

૧ યોગશાસ્ત્ર પ્રમાણે મૂળાધાર, સ્વાધિષ્ઠાન, મણિપુર, અનાહત વિશુદ્ધ ને આજ્ઞા એ ષટ્ચક્રનો ભેદ કર્યા પછી સાતમું ચક્ર જે અજરા-મર ચક્ર અથવા સહસ્રદળ પદ્મ તેમાં સ્થિતિ કરાય છે. એજ સપ્તમધામ. તેના દેવ સદ્ગુરુ હોવાથી તેને સદ્ગુરુનું પોતાનું ધામ કહ્યું છે.

गुरुचारित्र्यनामेदं स्तोत्रं प्रेम्णा कृतं मया ।
पठित्वा श्रद्धया श्रुत्वा गुरुभक्तिं समश्नुते ॥ १४ ॥

इति श्रीजीर्णदुर्गनिवासिना मूलशंकरव्यासेन कृतं श्रीनाथगुरुचारित्र्यस्तोत्रं समाप्तम् ॥ ॐ ॥

આ શ્રીનાથગુરુચારિત્ર્ય નામનું સ્તોત્ર મેં પ્રેમથી કર્યું છે, તેનો જે પુરુષ શ્રદ્ધાથી પાઠ કરે છે, અથવા તેનું શ્રવણ કરે છે તે પુરુષ શ્રીસદ્‌ગુરુની ભક્તિને પ્રાપ્ત કરે છે. ૧૪

એ પ્રમાણે જૂનાગઢનિવાસી વ્યાસ મૂળશંકરકૃત શ્રીનાથગુરુચારિત્ર્ય એ નામનું સ્તોત્ર પૂર્ણ થયું.

---

ॐ

# ॥ श्रीनाथगुरुमाहात्म्यस्तोत्रम् ॥

## [ ३ ]

महिमानं गुरोर्वक्तुं नास्मि शक्तस्तथापि हि ।
किंचिद्वच्मि गुरुं नत्वा गुरुप्रीत्यै च बालवत् ॥ १ ॥

શ્રીસદ્‌ગુરુનો મહિમા કહેવાને હું સમર્થ નથી, તોપણ તેઓશ્રીને નમસ્કાર કરીને તેઓશ્રીની પ્રસન્નતાને અર્થે બાળકની પેઠે કંઇક બોલું છું. ૧

त्रातस्तत्र शुकावतारवचनैः श्रीविष्णुरातो भया-
दत्र श्रीगुरुनाथशर्मवचनैस्त्राता अनेके नराः ।
केचिच्छिष्यगणाश्च यस्य करुणादृष्ट्याऽऽत्मभावं गता
योगध्यानबलेन कांश्च नयते स्वीयं पदं निष्कलम् ॥२॥

જ્યારે શ્રીશુકદેવજીના ઉપદેશવચનોવડે કરીને ત્યાં એક પરીક્ષિતરાજાજ ભયથી તર્યા, ત્યારે અહિં તો શ્રીનાથશર્માસદ્‌ગુરુના ઉપદેશવચનોવડે અનેક નરો તર્યા છે; વળી જેની માત્ર કરુણાદૃષ્ટિથીજ કેટલાક શિષ્યો આત્મભાવ-બ્રહ્મભાવ-ને પામેલા છે, તેમ કેટલાક શિષ્યોને તેઓશ્રી યોગધ્યાનના બળવડે પોતાના અખંડ ધામપ્રતિ લઈ જાય છે. ૨

सत्यानंदचिदेकपूर्णरसदः सर्वान्तरो यो बहिर्
व्याप्तो ब्रह्मविदां वरिष्ठवरदः स्वे धाम्नि यो राजते ।
अद्वैतामृतपूर्णबोधजलदो जिज्ञासुसंजीवन-
स्तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ३ ॥

જે સત્ ચિત્ ને આનંદરૂપ એકાત્માના પૂર્ણ રસને આપનારા છે, અંતર્ ને બહાર સર્વત્ર વ્યાપક છે, બ્રહ્મવેત્તાઓમાં અતિ શ્રેષ્ઠ તથા વરદાનને આપનારા છે, અને બ્રહ્મસ્વરૂપરૂપી સ્વધામમાં વિરાજી રહ્યા છે; વળી જે અદ્વૈતામૃતથી પૂર્ણ એવા સદ્‌બોધની વૃષ્ટિ કરનાર મેઘરૂપ તથા

જિજ્ઞાસુજનોના સંજીવનરૂપ છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૩

शांतिर्दान्तिरनुत्तमा व्युपरतिर्यत्र ध्रुवा संस्थिता
भक्तिः श्रीपरमात्मनिष्ठपरमा प्रेमप्रसारोज्ज्वला ।
सद्विद्यार्पणतारिताखिलजनस्त्रैविद्यचूडामणि-
स्तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ४ ॥

જેમનામાં સર્વોત્તમ શમ, દમ અને ઉપરતિ અચળપણે રહ્યાં છે, જેમનામાં સર્વત્ર પ્રેમના પ્રસારવડે અતિ ઉજ્જવલ એવી શ્રીપરમાત્મામાં નિષ્ઠાવાળી પરમ ભક્તિ છે, તેમજ જેઓશ્રી સદ્વિદ્યાના દાનવડે સર્વ જનને તારનારા તથા વેદત્રયીને જાણનાર પુરુષોમાં ચૂડામણિરૂપ છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૪

कामाद्या रिपवो जिता अतिबला ये बाल्य एवोद्धता
ब्रह्मानंदपदं प्रशांतरजसं साक्षात्कृतं येन वै ।
निर्मानोऽप्यतिमानितो बुधजनैः सन्मानदो यः सतां
तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ५ ॥

કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ નામના અતિ બળવાન્ અને ઉદ્ધત ષડ્રિપુઓને જેમણે બાળવયથીજ જીતેલા છે, રજોગુણ જેમાંથી અત્યંત નિવૃત્ત થઈ ગયો છે એવા બ્રહ્માનંદપદનો જેમણે સાક્ષાત્કાર કરેલો છે, અને જેઓ વિદ્વાનોવડે બહુ માન પામેલા—પૂજાએલા—છતાં પોતે નિર્માની

હોઇ સત્પુરુષોને સન્માન આપનારા છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૫

साक्षात्तत्त्वसुखोपदेशसरणी दिव्या यदीयाद्भुता
श्रद्धाभक्तिसमन्विता विजयते लोकाज्ञतोच्छेदिनी ।
श्रोत्रानंदपदप्रदाऽऽश्रितजनश्रेयस्करी चोत्तमा
तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ६ ॥

તત્ત્વનો સાક્ષાત્ સુખરૂપ ઉપદેશ કરવાની જેમની પરિપાટી–પદ્ધતિ–અતિ અદ્‌ભુત, શ્રદ્ધાભક્તિથી યુક્ત, લોકોના અજ્ઞાનનું ઉચ્છેદન કરનારી, શ્રોત્રને આનંદ આપનારી, શરણે આવેલાનું કલ્યાણ કરનારી અને અત્યુત્તમ હોઈ વિજય પામી રહી છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૬

सौजन्यं तु यदीयमुत्तमतमं संतापहं सौहृदं
सौशील्यं सुतरां च विश्वरुचिरं सारल्यमत्यद्भुतम् ।
दीनानाथदयालुता निरुपमा यस्यास्ति चित्ते श्रिता
तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ७ ॥

જેમનું સૌજન્ય અત્યુત્તમ છે, જેમનું સૌહૃદ–અકારણ મિત્રપણું–અન્યના સંતાપને હણનારું છે, જેમનું સુશીલપણું જગતમાં અત્યંત આકર્ષક છે, જેમની સરલતા અતિ અદ્‌ભુત છે, તેમજ જેમના ચિત્તમાં દીન અને અનાથપ્રતિ નિરુપમ દયાલુતા રહેલી છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૭

यस्मिन् सद्गुणसागरायितगुरौ श्रेयोगुणानां गणा
निःसंख्या विलसंति रत्ननिकरा रत्नाकरस्था इव ।
स्वीये शिष्यगणे दयार्द्रहृदयः सन्मार्गसंदर्शक-
स्तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ८ ॥

સદ્‌ગુણના સાગરરૂપ જે સદ્‌ગુરુશ્રીમાં કલ્યાણકારી ગુણોના સમૂહ, રત્નાકરમાં રહેલ રત્નસમૂહની પેઠે નિઃસંખ્યા વિલસી રહ્યા છે, તથા જે પોતાના શિષ્યગણપ્રતિ દયાથી ભીંજાયેલા હૃદયવાળા અને સન્માર્ગનું દર્શન કરાવનાર–ઉપદેશક–નેતા–છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્ર ગુરુને આ નમસ્કાર. ૮

ब्रह्मानंदपरिप्लुतो जगति यः पूर्णार्थसद्बोधदो
यस्यानुग्रहतो मया सुविदितं स्वप्नेंद्रजालोपमम् ।
मिथ्यैवात्र विनिश्चितं जगदिदं स्वाज्ञानसुप्त्युत्थितं
तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ९ ॥

આ જગત્‌માં જેઓશ્રી બ્રહ્માનંદમાં નિમગ્ન છતા પૂર્ણસિદ્ધિદાયક સદ્‌બોધને આપનારા છે, તથા જેઓશ્રીની કૃપાથી મેં આ જગત્‌ને આત્મસ્વરૂપના અજ્ઞાનરૂપ નિદ્રાથી ઉત્પન્ન થયેલું જાણ્યું, અને તે સ્વપ્ન તથા ઇંદ્રજાલની પેઠે અહિં મિથ્યાજ છે એવો સારી રીતે નિશ્ચય કર્યો, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૯

जाग्रत्स्वप्नसुषुप्तिकादिषु च यः साक्षी तुरीयः स्वयं
यश्चादौ जगतोऽस्ति यश्च निधने मध्ये च यः सर्वगः।
मायासंभवतीव्रतापशमने बद्धादरो दैशिक-
स्तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥१०॥

જે પોતે જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિ, તથા સ્થૂળ સૂક્ષ્મ અને કારણ આદિને વિષે સાક્ષિરૂપે તુરીય ( ચોથા ) રહ્યા છે, અને જે જગતના આદિ મધ્ય ને અંતમાં તથા સર્વમાં રહેલા છે; તેમજ જે સદ્ગુરુ જિજ્ઞાસુજનોપ્રતિ માયાથી ઉપજેલા સંસારના તીવ્ર તાપોનું શમન કરવામાં આદરપૂર્ણ છે, તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૧૦

योगज्ञानवतां गुरोर्गुरुरयं श्रीनाथशर्मा स्वयं
किं साक्षाच्छुक एव किं स भगवान् व्यासोऽथवा शंकरः।
इत्थं तर्कमुपैति शिष्यहृदयं यं वीक्ष्य वागीश्वरं
तस्मै श्रीगुरुयोगिने नम इदं श्रीनाथशर्मात्मने ॥ ११ ॥

યોગી અને જ્ઞાનીઓના ગુરુના પણ પોતે ગુરુરૂપ આ શ્રીનાથશર્મા છે. વળી જે વાણીના સ્વામી ગુરુશ્રીને જોઇને શિષ્યનાં હૃદય તર્કવિતર્ક કરે છે કે તેઓશ્રી તે શું સાક્ષાત્ શુકદેવજી, કે સાક્ષાત્ વ્યાસભગવાન્, અથવા શું સાક્ષાત્ શંકર છે ? ! તે શ્રીનાથશર્માનામે યોગીંદ્રગુરુને આ નમસ્કાર. ૧૧

श्रीमन्नाथगुरोः स्तवं पठति यः श्रद्धान्वितो नित्यशो
यद्वा तस्य तु पुण्यपूजनविधौ भक्त्या गुरौ निष्ठया ।

स्वात्मानंदपदं ददाति कृपया तस्मै सदा यो गुरु-
स्तस्मै श्रीगुरवेऽर्पये स्तवमिमं श्रीनाथशर्मात्मने ॥१२॥

આ શ્રીનાથશર્માગુરુના સ્તવનનું જે કોઇ શ્રદ્ધાયુક્ત થઈને નિત્ય પઠન કરે, અથવા ભક્તિવડે શ્રીગુરુમાં નિષ્ઠા રાખીને તેઓશ્રીના પવિત્ર પૂજનવિધિમાં આ સ્તવનનો પાઠ કરે, તો જે ગુરુ સદાને માટે તેને કૃપાદૃષ્ટિવડે સ્વાત્માનંદપદ આપે છે, તે શ્રીનાથશર્માગુરુને આ સ્તવન અર્પણ કરું છું. ૧૨

गुरोर्भक्तेः प्रेमद्रवगलितचित्तोद्भवमिदं
ततः शुद्धाशुद्धं स्तवनमनवेक्ष्यं बुधजनैः ।
न च स्वात्मस्तुत्यै कृतमपि तु कैवल्यगतये
यतो विद्वन्मान्यं जयतु सुजनैः सेव्यमनघम् ॥ १३ ॥

ગુરુભક્તિના પ્રેમરસમાં ગળી ગયેલ ચિત્તમાં આ સ્તવન ઉદ્ભવ પામ્યું છે તેથી બુધજનો આ સ્તવનની શુદ્ધિઅશુદ્ધિનો વિચાર ન કરે, (કિંતુ સારનેજ ગ્રહણ કરે.)

આ સ્તવન કર્તાએ પોતાની સ્તુતિ વા કીર્તિનિમિત્ત કર્યું નથી, પરંતુ માત્ર કૈવલ્યગતિને અર્થેજ કર્યું છે, તેથી વિદ્વાનોને માન્ય અને સત્પુરુષોએ સેવ્ય એવું આ પવિત્ર સ્તવન વિજય પામો. ૧૩

चरणकमलयुग्मं यस्य नत्र[illegible]
भवति भुवि मनुष्यो दान्तशान्ताग्रगण्यः ।

स जयति सततं सद्ब्रह्मविद्यातिहृद्यः
सदयहृदयवृत्तिर्नाथशर्मा गुरुर्नः ॥ १४ ॥

જેમના અતિરમ્ય ચરણકમલયુગ્મને નમસ્કાર કરીને મનુષ્ય જગત્‌માં શાંત અને દાંત પુરુષોમાં અગ્રગણ્ય થાય છે, તે બ્રહ્મવિદ્યાના હૃદયરૂપ (રહસ્ય જાણનાર–કહેનાર) અને દયાયુક્ત હૃદયવૃત્તિવાળા અમારા શ્રીનાથશર્માગુરુ નિરંતર વિજય પામે છે. ૧૪

सत्पुण्यार्जितभाग्यतः समभवद्भक्तिः परैकान्तिका
नाथे श्रीमति सद्गुरौ नरहरौ यस्यातिमात्रा यतः ।
चक्रे तज्जनमूलशङ्कर इति स्तोत्रं सदेतन्मुदा
त ष्टयै च जगच्छिवाय सुजनैः श्राव्यं च गेयं हि तत् ॥ १

પ્રશસ્ત પુણ્યવડે પ્રાપ્ત કરેલા સુભાગ્યવડે જેની પુરુષરૂપે હરિ એવા શ્રીમન્નાથસદ્ગુરુવિષે દૃઢ નિશ્ચયવાળી અતિશય પરા ભક્તિ પ્રકટ થયેલ છે, તે તેઓશ્રીના ભક્તજન વ્યાસ મૂલશંકરશર્માએ તેઓશ્રીની પ્રસન્નતાને અર્થે તથા જગતના કલ્યાણને અર્થે હર્ષથી આ સ્તોત્ર રચ્યું છે, જે સજ્જનોએ શ્રવણ કરવાયોગ્ય તથા ગાવાયોગ્ય છે. ૧૫

इति श्रीजीर्णदुर्गनिवासिना मूलशंकरव्यासेन कृतं श्रीनाथगुरुमाहात्म्यस्तोत्रं समाप्तम् ॥ ॐ ॥

એ [illegible] નાગઢનિવાસી વ્યાસ મૂલશંકરકૃત શ્રીનાથગુરુમાહ[illegible]નું સ્તોત્ર પૂર્ણ થયું. ॐ

## બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા-કૃત પુસ્તકો.

શ્રીઉપનિષદો. (ઈશોપનિષદ્‌થી કૈવલ્યોપનિષદ્‌સુધીની બાર ઉપનિષદો તથા માંડૂક્યોપનિષદ્‌ઉપરની ભગવાન્ ગૌડપાદની કારિકા મૂલ તથા ગુજરાતીટીકા અને ૧૦૬ ઉપનિષદોનો ગુજરાતીમા સાર.) ત્રીજી આવૃત્તિ. રૂ. ૬–૪–૦ છપાય છે. વેદાંતદર્શન, પાકા પુંઠાનું. રૂ. ૩–૮–૦ વેદાંતદર્શન, કાચા પુંઠાનું રૂ. ૩–૦–૦ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા, પદચ્છેદ, અન્વય, પદાર્થ ને રહસ્યદીપિકાટીકાસહિત. પાંચમી આવૃત્તિ. રૂ. ૩–૮–૦ પાતંજલયોગદર્શન, પદબોધિનીનામની સંસ્કૃતભાષાની ટીકા તથા સૂત્રાર્થ ને રહસ્યદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકાસહિત. ત્રીજી આવૃત્તિ. રૂ. ૨–૪–૦ અપ્રાપ્ય. [illegible]પ્રવચન, સંસ્કૃતભાષાની ટીકા ને સૂત્રાર્થ તથા ગુજ[illegible] ભાષાની ટીકાસાથે. રૂ. ૧–૦–૦

યોગકૌસ્તુભ. ચોથી આવૃત્તિ. રૂ. ૧–૮–૦ પરમપદ[illegible]બોધિની. ચોથી આવૃત્તિ. રૂ. ૦–૧૪–૦ સંધ્યાનો વેદાંત[illegible]સાર વિચાર. રૂ. ૦–૧–૦ નાથસ્વરોદય. ત્રીજી આવૃત્તિ. [illegible] ૦–૨–૬ ઉલટી વાણીનું સ્પષ્ટીકરણ. ત્રીજી આવૃત્તિ. [illegible] ૦–૧–૬ ભક્તિસુધા. રૂ. ૦–૦–૬ વૈરાગ્યસુધાકર. રૂ. ૦-૧-૬ મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦–૪–૦ સ્વાભાવિક[illegible]. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૬ સુબોધકલ્પલતા. બીજી [illegible]ત્તિ. રૂ. ૦–૬–૦ સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. બીજી [illegible]ત્તિ. રૂ. ૦–૧૨–૦ સદુપદેશદિવાકર દ્વિ[illegible] રૂ. [illegible]૧૨–૦ સદુપદેશદિવાકર તૃતીય કિરણ. રૂ. ૦–૧૨–૦ [illegible]પદેશદિવાકર ચતુર્થ કિરણ. રૂ. ૧–૨–૦

ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦. રૂ. ૦–૪–
ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫. બીજી આવૃત્તિ.
૦–૯–૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫. રૂ. ૦–૮–
અંતર્યામીના આદેશો. રૂ. ૦–૧૦–૦ અપ્રાપ્ય. યોગપ્રભાક
બીજી આવૃત્તિ. રૂ. ૦–૩–૬ પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ
બીજી આવૃત્તિ. રૂ. ૦–૩–૬ ગીતાદિ પંચરત્ન સટીક. સુધ
રેલી વધારેલી બીજી આવૃત્તિ. રૂ. ૧–૮–૦ રાસપંચાધ્યાયી
ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦–૭–
૦–૫–૬ પ્રણવપદ. ચોથી આવૃત્તિ. રૂ. ૦–૩–૦ પ્રણ
વિસ્તારપદ. બીજી આવૃત્તિ. રૂ. ૦–૨–૦ નાથકાવ્ય. રૂ. ૦ ૫-૦
સદુપદેશમાલા પ્રથમભાગ. રૂ. ૦–૩–૬ પત્રકલ્પમંજરી. રૂ.
૦–૩–૦ વિનોદમાલા. રૂ. ૦–૫–૦ દુરાચારગિરિવજ્ર. રૂ.
૦–૪–૬ મહામંત્રમાલિકા. રૂ. ૦–૩–૦ સુવિચારચંદ્રિકા
રૂ. ૦–૨–૦ રુદ્રસૂક્ત પુરુષસૂક્ત ને ઈશા વાસ્ય, સવિ
શબ્દાર્થ ને વિવેચનાદિસહિત. રૂ. ૦–૪–૦ શ્રીસૂક્ત, ૬
પ્રકારની ટીકાસાથે. રૂ. ૦–૦–૯

અન્યકૃત પુસ્તકો:—નૈમિત્તિકકર્મપ્રકાશ. રૂ. ૨–૬–૦
કર્તવ્યબોધ. રૂ. ૦–૮–૦ સંગીતગીતા. રૂ. ૦–૬–૦ ઋષિવિદ્યા.
રૂ. ૧–૮–૦ પ્રશ્નોત્તરમાલિકા રૂ. ૧–૮–૦ જીવન્મુક્તિવિવેક-
નું ભાષાંતર. રૂ. ૧–૪–૦

ઉપર લખેલાં સર્વ પુસ્તકો વ્યવસ્થાપક, **આનંદાશ્રમ.**
**બીલખા.** કાઠિયાવાડ. એ સ્થલેથી ઉપર લખેલા મૂલ્યથી
મળી શકશે.

---